સ્વદેશી લેખમાળા નં૦ ૪.

# નામદાર ગોખલેનું ભાષણ.

(બનારસ કૉંગ્રેસ.)



ભાષાંતર કર્તા—રા. નરહરી. ડી. પરીખ.




**સ્વદેશી સભા,**

કૃષ્ણ બીલ્ડીંગ,

હૉર્નબી રોડ, કોટ, મુંબઇ.





નકલ ૧૦,૦૦૦] કીંમત અર્ધો આનો.

# સ્વદેશી સભા.

—:o:—

## સ્વદેશી વ્રત.

---

### શુદ્ધ સ્વદેશીવ્રત.

ઇશ્વરને દરમ્યાન જાણીને હું પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હિંદુસ્તાનમાં એવાં કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિન્દુસ્તાનનાં કપાસ કે રેશમ કે ઉનમાંથી હિન્દુસ્તાનમાં કંતાયેલાં અને વણાયેલાં નહિ હોય.

આ વ્રત હું આખી જીંદગીને સારૂ (—વરસને સારૂ) લઉં છું.

### મિશ્ર સ્વદેશીવ્રત.

ઇશ્વરને દરમ્યાન જાણીને હું પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હિંદુસ્તાનમાં એવાં કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિન્દુસ્તાનમાં વણાયેલાં નહિ હોય.

(સુતર, ઉન કે રેશમ પરદેશી હોય અને પરદેશમાં કંતાયેલાં હોય તેની આ વ્રતમાં બાધા નથી.)

આ વ્રત હું આખી જીંદગીને સારૂ (—વરસને સારૂ) લઉં છું.

### ત્રીજું સ્વદેશી વ્રત.

ઇશ્વરને દરમ્યાન જાણીને પ્રતિજ્ઞા લઉં છું કે હવે પછીથી મારા પહેરવાસને સારૂ દેશી કે પરદેશી રૂ, ઉન કે રેશમ-દેશમાં કે પરદેશમાં કંતાએલા ધાગામાંથી અને દેશમાંજ કાપડ ખરીદીશ; વારકાના કે હવે પછી ભેટમાં પડનો ઉપયોગ હું નહિ કરૂં.

# નામદાર ગોખલેએ બનારસ કોંગ્રેસમાં આપેલાં ભાષણમાંથી.

## સ્વદેશી હીલચાલ.

ગૃહસ્થો, હમણાં થોડા માસ થયાં, એક ચળવળ જોસથી ચાલી રહી છે અને આખા દેશમાં તે બહુ ઉત્સાહથી ઉપાડી લેવામાં આવી છે, તે વિષે હવે હું કાંઇક બોલીશ. આ ચળવળ તે સ્વદેશી ચળવળ છે. પ્રથમ આ વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે બંગાળમાં બ્રિટિશ માલનો બૉયકૉટ–બહિષ્કાર કરવાની જે ચળવળ ચાલી રહી છે તેનાથી આ ચળવળ નિરાળી છે. જોકે તેને લીધે સ્વદેશી ચળવળને ઘણું ઉત્તેજન મળ્યું છે. આપણે સર્વ જાણીએ છીએ કે આપણા બંગાળી ભાઇઓને જ્યારે એમ લાગ્યું કે બંગાળને છુટું પાડી નાંખવાના તેના નિશ્ચયમાંથી માજી વાઇસરૉયને કોઇ રીતે વિમુખ કરી શકાતો નથી, છાપાઓમાં અને ભાષણોમાં ઉઠાવેલા વાંધા અને તેને પોતાને, હિંદી પ્રધાનને તથા પાર્લામેન્ટને કરેલા અરજીઓ,-- સઘળું વ્યર્થ જાય છે, સરકાર તેમની વ્હાલામાં વ્હાલી લાગણી-ઓને કચડી નાંખવાને અને તેમના પ્રિયમાં પ્રિય હક્કને નુકસાન

પહોંચાડવાને પોતાનું આલમગીરી* બળ વાપરે છે, અને કયાંયથી પણ રાહત મળી શકે તેમ નથી, ત્યારે તેમણે છેવટે નિરુપાય થઇને આ બૅાયકૉટની ચળવળનો આશ્રય લીધો. એમાં તેમના બે હેતુ હતા, એક તો તેમના તરફ જે વર્તન ચલાવવામાં આવતું હતું તેની સામે તેમનો સખ્ત ક્રોધ બતાવવાનો, અને બીજો ઇંગ્લાંડની પ્રજાનું તેમના દુઃખો તરફ ધ્યાન ખેંચવાનો. એટલે જે લોકો હિંદી સરકાર પાસેથી જવાબ માંગવાની સ્થિતિમાં હોય તેઓ હિંદુસ્તાનમાં શું બને છે તે જાણી શકે. આ પ્રમાણે એક રાજકીય શસ્ત્ર તરીકે, અમુક રાજકીય હેતુ બર લાવવા માટેજ તેમણે બૅાયકૉટનો આશ્રય લીધો છે. તેમની વર્તમાન પરિસ્થિતિમાં તેમણે આ પગલું ભર્યું તે ઘણું યોગ્ય છે, અને હું મારા જાતિ અનુભવ ઉપરથી કહી શકું છું કે આપણા દેશની વસ્તુસ્થિતિ તરફ અંગ્રેજ લોકનું ધ્યાન ખેંચવા માટે તેમનો આ ઉપાય ઘણો અસરકારક નિવડયો છે. પણ આવું શસ્ત્ર બહુ કટાકટીના પ્રસંગ માટેજ રાખવું જોઇએ, કારણકે તેમાં લોકલાગણીનો અસાધારણ ઉછાળો ન હોય તો જોઇએ તેવા અસરકારક રીતે તે વાપરી શકાતું નથી અને તે નિષ્ફળ નિવડે તો તેમાં જોખમ ઉઘાડુંજ છે. બહિષ્કારથી સામાના મનમાં અવશ્ય ક્રોધ પેદા થાય છે, અને સ્વદેશનો કોઇપણ સાચો હિતચિંતક કાંઇ એવું આવી પડે નહિ ત્યાં

---

* ગૂજરાતી ભાષામાં despotic strength માટે 'જહાંગીરી જોર' શબ્દ વપરાય છે, પરંતુ જહાંગીર એવો આપખુદ અથવા જુલ્મી બાદશાહ ન હતો માટે તેનું નામ શું કામ બદનામ કરવું ?

સુધી આવો ક્રોધ ઉત્પન્ન કરવાનું જોખમ ખેડે નહિ. કટાકટીના પ્રસંગ ખતે અલબત બૉયકૉટ પૂરેપૂરું કાયદેસર છે, પણ તે પ્રસંગ બંગાળના હાલના પ્રસંગ જેવો, સઘળી જાતના લોકોને એક આવેગથી કામ કરવાને પ્રેરનારો અને સામાન્ય ભય આગળ સઘળા નેતાઓના પોતપોતાના મતભેદો ભૂલાવી દેનારો હોવો જોઇએ. વળી એ પણ યાદ રાખવું જરૂરનું છે કે બૉયકૉટ શબ્દની ઉત્પત્તિ એવી છે કે એની સાથે કડવાશનો ભાવ આવે છે. સામાને દ્વેષભાવથી નુકસાન પહોંચાડવાની વૃત્તિનો અર્થ તેમાં પ્રધાનપણે આવે છે. ઇંગ્લાંડ સાથેનો આપણો સંબંધ જોતાં આપણામાં સાધારણ રીતે તેવી વૃત્તિ હોવાનો સવાલજ નથી. આ ઉપરાત, જો બૉયકૉટ માત્ર બ્રિટિશ માલ પરત્વેજ હોય તો તેથી બીજા પારકા દેશોનો માલ ખરીદવાને આપણને છુટ રહે છે, અને તેથી કોઇપણ રીતે સ્વદેશી ચળવળને મદદ થતી નથી.

ગૃહસ્થો, ખરી સ્વદેશી હીલચાલમાં દેશભક્તિ તેમજ આર્થિક લાભ રહેલા છે. સ્વદેશી લાગણી એ માનવ હૃદયને હલમલાવી નાંખનાર એક ઉત્તમોત્તમ ભાવના છે. કવિ કહે છે કે:

" Breathes there the man with soul so dead
" Who never to himself has said—This is
my own my native Land."*

---

*"જીવે શું વિશ્વમાં એવો કો મૂઢાત્મા હરામી!
"ન બોલ્યો મુખ "મારો દેશ આ મુજ માતૃભૂમિ"—જીવે શું૦

સ્વદેશીની ઉચ્ચ ભાવનામાં માતૃભક્તિનું જે અધિષ્ઠાન છે છે તેનો પ્રભાવ એવો ઉત્કટ અને અગાધ છે કે તેનું સ્મરણ માત્ર હૃદયને પુલકિત કરે છે અને તેનું પ્રત્યક્ષ દર્શન આત્માનો ઉદ્ધાર કરે છે. હિંદુસ્તાનમાં આજે ઉચ્ચ તેમજ નીચને, રાય તેમજ રંકને, શહેરમાં તેમજ ગામડાંમાં સૌને માતૃભૂમિની ઉપાસનાની દીક્ષા આપવાની અત્યંત આવશ્યકતા છે. જાપાનની જેમ આપણે ત્યાં પણ માતૃભક્તિની લગની સૌને લાગવી જોઇએ.

સામાન્ય સ્વદેશી, જનતાની આગળ આ ઉપાસનાનું એક અંગ, તેમને ગળે ઉતરે તેવા સ્વરૂપમાં મૂકે છે આપણા વિચારોને તે દેશ તરફ વાળે છે, દેશની ખાતર રાજીખુશીથી કેટલોક સ્વાર્થત્યાગ કરવાની આપણને તે ટેવ પાડે છે, દેશના આર્થિક અભ્યુદયમાં આપણને જ્ઞાનપૂર્વક રસ લેતા બનાવે છે અને આપણો રાષ્ટ્રીય હેતુ સાધવા માટે સહકારમાં કામ કરવાનો અગત્યનો પાઠ તે આપણને ભણાવે છે. આ બહુ મહત્ત્વનું કામ છે અને જેમણે તે ઉપાડી લીધું છે તેઓ ઉચ્ચ દેશકાર્યમાં રોકાયા છે એમ તેમણે સમજવું જોઇએ. પરંતુ આ હીલચાલ તેના સ્થૂલ રૂપમાં એક આર્થિક હીલચાલજ છે. આ આત્મસંયમનું વ્રત ઘણાં જણુ લે તો તેથી એક અગત્યનો આર્થિક હેતુ સધાય, દેશમાં બનતી ચીજોનો તરત ઉપાડ થવામાં વાંધો ન આવે અને દેશી વસ્તુઓની છત હોય તે કરતાં વધુ માંગણી થવાથી તે બનાવવા માટે હમેશાં ઉત્તેજન મળે; પરંતુ આ સાથે તે પ્રશ્નમાં અર્થશાસ્ત્રની દૃષ્ટિથી એવી

મ્હોટી મુશ્કેલીઓ રહેલી છે કે તે ટાળવા માટે જેટલી મળી આવે તેટલી મદદની જરૂર છે. પ્રશ્ન અત્યંત ગહન છે. બાર વર્ષ ઉપર પુણામાં મળેલી ઔદ્યોગિક પરિષદ્‌માં કૈલાસવાસી રાનડેએ કહ્યું હતું કે, "એક દેશ ઉપર બીજા દેશના રાજકીય આધિપત્ય તરફ સૌનું ધ્યાન વિશેષ ખેંચાય છે પણ તે રાજકીય આધિપત્ય કરતાં પણ બળવત્તર એવું જે મુંડી, સાહસ અને કૌશલ્યનું દેશના વેપાર, હુન્નરઉદ્યોગ ઉપરનું આધિપત્ય ઉપર જોનારને જણાઇ આવતું નથી અને તેથી તે તરફ ઓછું લક્ષ જાય છે. આ બીજા આર્થિક આધિપત્યની અસર ઘણી ગુપ્ત રીતે થાય છે અને રાષ્ટ્રજીવનની વિવિધ પ્રવૃત્તિઓને નિષ્પ્રાણ કરી નાંખે છે." અર્થોત્પત્તિનો મુખ્ય આધાર મુંડી, સાહસ અને કૌશલ્ય ઉપર છે અને આ ત્રણે બાબતોમાં આપણે અત્યારે ઘણાજ પછાત છીએ. તેથી આ ક્ષેત્રના કોઇપણ પ્રદેશમાં જે મદદ કરી શકે તે સ્વદેશી માટે કામ કરનાર કહેવાય અને તે તરિકે આપણે તેને વધાવી લેવો જોઇએ. કોઇને ટાળીને નહિ પણ સૌનો સમાસ કરીને; કોઇને અમુકજ પ્રદેશમાં કામ કરવાનો આગ્રહ કરીને નહિ પણ જેને જે દિશામાં ફાવે તે પસંદ કરવાની છુટ આપીને; જે આપણા સાથમાં છે તેમને વિમુખ કરીને નહિ પણ જે મદદ કરી શકે તેમ હોય તેમને આ કામમાં ખેંચીને, આ કાર્યની મુશ્કેલીઓ દૂર થઇ શકે. સૌથી વિશેષ ધ્યાનમાં એ રાખવાનું છે કે, સ્વદેશીને નામે આપણામાં કાંઇ નવી તુટ ન પડે. તેના કરતાં સ્વદેશીના અર્થનો અનર્થ બીજો હોઇ શકે નહિ.

સુતરાઉ કાપડનો દાખલો લઈએ. તે માલની આયાત દર વર્ષે ૩૩ કરોડ રૂપીઆની છે. આપણા આયાત માલમાં સૌથી વિશેષ કાપડ છે અને આપણી સ્વદેશી હીલચાલ આ જાતનો માલ બને તેટલો આપણા દેશમાં બનાવવા માટે છે. હિંદુસ્તાનમાં આ વિષયમાં નિષ્ણાત ત્રણ ગૃહસ્થો છે. મીલની બાબતમાં મહુંમ મિ૦ તાતાના જમણા હાથ નાગપુરવાળા મિ૦ બેજનજી; બીજા નામદાર વીઠલદાસ દામોદરદાસ, તેમણે ઔદ્યોગિક પરિષદ્ માટે આપણા કાપડના ઉદ્યોગ ઉપર બહુ સરસ લેખ લખ્યો છે અને તેની નકલ મને કૃપા કરીને આપી છે; અને ત્રીજા આપણા મિત્ર મિ૦ વાચ્છા. તે ત્રણે ગૃહસ્થોની મેં સલાહ લીધી છે. અત્યારની આપણી જરૂરીઆતો તથા મુશ્કેલીઓ સંબંધે તેમનો ત્રણેનો એકમત છે. સુતર અને કાપડ સંબંધે તો, હિંદુસ્તાનની બનાવટને સ્વદેશી હીલચાલ જે ઉત્તેજન આપવા ધારે છે તેની વિરૂદ્ધ અરક્ષિત વ્યાપારનીતિના ચુસ્ત હીમાયતીઓ પણ કાંઇ બોલી શકે તેમ નથી. પ્રથમ તો, રાજ્ય તરફથી રક્ષણ આપવાની પદ્ધતિ સામે ઘણુંખરૂં જે વાંધા કાઢી શકાય છે તે ઘરાકોએ રાજીખુશીથી કરેલા મદદને લાગુ પડતા નથી, અને સ્વદેશી હીલચાલ આજ રીતે ઉત્તેજન આપે છે. વળી અરક્ષિત વ્યાપાર નીતિનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે જે સ્થળે વસ્તુને તૈયાર કરવાનું ખર્ચ ઓછામાં ઓછું આવે ત્યાં તે તૈયાર થવી જોઇએ અને જે સ્થળે તેની વધારેમાં વધારે કીંમત ઉપજી શકે ત્યાં તે વેચાવી જોઇએ. અમુક બાબતમાં આકસ્મિક કારણોને લઇને આ વ્યવસ્થા ફેરવાઇ ગઇ હોય તો જે કૃત્યથી વચમાંના વિઘ્નો દૂર થાય અને

વ્યવસ્થા ઠેકાણે આવે તે કૃત્ય અરક્ષિત વ્યાપારનીતિને હિતકર્તા ગણાય. આ તો સર્વમાન્ય છે કે હિંદુસ્તાનમાં મજુરી સોંઘી છે અને રૂ ઘરને આંગણે પાકે છે એટલે કાપડ બનાવવા માટે આ દેશમાં ખાસ અનુકૂળતા છે; હિંદુસ્તાનમાં પ્રથમ પુષ્કળ કાપડ બનતું પણ કાંઇક અસ્વાભાવિક સંજોગોના બળે કરીને તે સ્થિતિ નષ્ટ થઇ છે અને જો સ્વદેશી હીલચાલ આ બાબતમાં તેની સ્વાભાવિક સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરવામાં સાહાયરૂપ થતી હોય તો તે હીલચાલ, અરક્ષિત વ્યાપારનીતિને પ્રતિકૂળ નહિ પણ અનુકૂળ છે. અત્યારે પણ હિંદુસ્તાનમાં કાપડનો ઉદ્યોગ ઘણો મ્હોટો છે. ખેતીથી તે બીજે નંબરે છે. વળી ખેતી છોડી દઇએ તો આ એકજ ઉદ્યોગ દેશીઓના હાથમાં છે. તેમાં ૧૭ કરોડ રૂપીઆની થાપણ રોકાયલી છે. તેની બધી મળી ૨૦૦ મીલો છે અને તેમાં પચાસ લાખ તરાકો તથા પચાસ હજાર શાળો છે. આ ઉપરાંત, સને ૧૯૦૧ ના વસ્તીપત્ર પ્રમાણે, દેશમાં લગભગ અઢી લાખ માણસો હાથની શાળોના વણાટકામમાં રોકાયલા છે. રૂની ઉત્પન્નનો ૬૦ ટકા ભાગ આપણી મીલોમાંજ જાય છે અને તેનું ૫૮ કરોડ રતલ સુતર બને છે. આમાંથી મિ૦ વીઠલદાસ કહે છે કે, ૨૩॥ કરોડ રતલ ચીન તથા બીજા પરદેશમાં નિકાસ થાય છે, આશરે ૧૩॥ કરોડ રતલ આપણી મીલોમાં વપરાય છે અને આશરે ૧૯ કરોડ રતલ હાથની શાળોમાં વણાય છે અને બાકીનું ૨ કરોડ રતલ દોરડાં તથા સુતળી ગુંથવામાં વપરાય છે. આ ઉપરાંત ૩ કરોડ રતલ સુતર ગ્રેટબ્રીટન (ઇંગ્લાંડ તથા સ્કૉટલૅન્ડ) અને આયર્લેન્ડથી આયાત કરવામાં

આવે છે અને તે હાથની શાળોમાં વપરાય છે. આ પ્રમાણે દેશમાં, હાથની શાળોનો ઉદ્યોગ આટલી સખ્ત હાડમારી હોવા છતાં લગભગ ૨૨ કરોડ રતલ એટલે મીલોના કરતાં બમણું સુતર ખાય છે. આ બહુ અગત્યની અને સૂચક બીના છે. મીલોમાં જે સુતર વપરાય છે તેનું ૫૫ કરોડ વાર કાપડ વણાય છે, તેમાંથી લગભગ ૧૪ કરોડ વાર પરદેશ નિકાસ થાય છે અને ૪૧ કરોડ વાર દેશના ઉપયોગ માટે રહે છે. આપણે હાથની શાળોનું ઉત્પન્ન ૯૦ કરોડ વાર ગણીએ તો અત્યારે હિંદુસ્તાનમાં વપરાતા સ્વદેશી કાપડનો આંકડો ૧૩૦ કરોડ વાર થાય.

વિલાયતથી આયાત કરેલા માલમાંથી આ દેશમાં વપરાસ માટે જે માલ રાખવામાં આવે છે તેનો અડસટ્ટો દર વર્ષે ૨૦૫ કરોડ વારનો છે. એટલે આપણે જેટલું કાપડ વાપરીએ છીએ તેમાં ત્રીજા ભાગ કરતાં વધારે સ્વદેશી છે. આ સ્થિતિ આશાજનક કહેવાય પણ આયાત કાપડ ઘણુંખરું સઘળું ઉંચી જાતનું હોય છે. મિ૦ વીઠલદાસ કહે છે કે "આપણી મીલો જાડું કાપડ ૩૦ થી ૪૦ નંબર સુધીના સુતરનું કાઢે છે. આયાત કાપડ મ્હોટે ભાગે ઝીણી જાતનું અને ૩૦ નંબર ઉપરનું હોય છે. હાલમાં, દેશમાં હલકી જાતના રૂનો પાક થતો હોવાથી હિંદુસ્તાનની વણાટના મીલોમાં ઘણુંખરું જાડું કાપડ વણવું પડે છે. એટલું ધ્યાનમાં લેવા જેવું છે કે આજ રૂમાંથી હાથના શાળોમાં યાંત્રિક શાળો કરતાં ઝીણું કાપડ વણી શકાય છે; કારણ હાથની શાળોમાં સુતર ઉપર ઘસારો ઓછો લાગે છે. આખા દેશે મુંબઇ સર-

કારનો ઘણો આભાર માનવો જોઇએ કે તેમના ખેતીવાડી ખાતાના પ્રયત્નને લીધે સિંધમાં ઇજીપ્શિયન રૂ દાખલ કરવામાં ફતેહ મળી છે* અને આ વર્ષે ઘણા સારા ઇજીપ્શિયનની જાતના રૂનો પાક હજાર ગાંસડીઓ જેટલો થયો છે. આવતા વર્ષે ઘણા સારા પાકની આશા રખાય છે અને તેનું વાવેતર ઝડપથી વધારવામાં આવશે તે બાબત સંશય નથી. હાલ જે જાતનું કાપડ આયાત કરવામાં આવે છે તે જાતનું કાપડ અહિં બનાવવામાં મુખ્ય મુશ્કેલી મુંડીની છે. મિ૦ વાચ્છાએ ગણત્રી કાઢી છે કે સઘળુંજ એટલે ૨૦૫ કરોડ વાર કાપડ, આપણી મીલોમાં કાઢવું હોય તો તે ઉદ્યોગમાં ૩૦ કરોડ રૂપીઆની મુંડીનો વધારો કરવો જોઇએ. આપણે આ દશ વર્ષમાં કરવાનું ધારીએ તો દર વર્ષે ત્રણ કરોડ રૂપીઆની મુંડી વધારવી જોઇએ; પરંતુ, બ્રિટિશ હિંદુસ્તાનના આ સંબધીના આંકડા જોતાં જણાય છે કે સુતર તથા કાપડની મીલોમાં રોકાયલી મુંડીમાં છેલ્લાં દશ વર્ષમાં કુલ વધારો આશરે ત્રણ કરોડ રૂપીઆનો થયો છે. મિ૦ વાચ્છાને આટલો વધારો દરવર્ષે જોઇએ છે. એટલે, એ ચોખ્ખુંજ છે કે મીલ ઉદ્યોગનો નિકાસ એની મેળે, વર્તમાન સ્થિતિની જરૂરીયાત પ્રમાણે થતો નથી. વળી મિ૦ બેજનજીનું કહેવું પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે હાલના મીલમાલેકો ઝીણું કાપડ વણવા માટે બહુ ઉત્સુક રહે તેવી આશા રાખી શકાય નહિ, કારણ જાડા કાપડ કરતાં તેમાં નફો

* સિંધમાં ઈજીપ્શિયન રૂ પેદા કરવાના અખતરા હજી જોઈએ તેવો સફળ થયો નથી

ઓછો રહે છે. આનાં ઘણાં કારણો છે અને તેમાં મુખ્ય એ છે કે આ ધંધામાં રોકેલી મુંડી ઉપર થોડો નફો મળે તો પણ તેથી અંગ્રેજ 'શેરહોલ્ડરો' સંતુષ્ટ રહે છે. તેટલા માટે, દરેક સ્થળેથી મુંડી લાવીને પણ આ ઉદ્યોગ ઉપાડી લેવાની જરૂર છે. આ સંબંધી હિસાબના આંકડા ફરી જોતાં જણાશે કે આપણા લોકોએ આશરે ૫૦ કરોડ રૂપીઆ સરકારી જામીનગીરીઓમાં, અને આશરે ૧૧ કરોડ રૂપીઆ પોસ્ટ ઓફીસની સેવીંગ્સ બેન્કમાં રોકેલા છે. ખાનગી રીતે અનામત મુકેલી રકમનો આંકડો ૩૦ કરોડનો છે પણ તેમાં કેટલાં નાણાં હિંદીઓનાં છે તે નક્કી કરવાનું આપણી પાસે કાંઇ સાધન નથી. દેશનો વિસ્તાર અને વસ્તીની સંખ્યા જોતાં આ પુંજી ઘણીજ થોડી ગણાય. છતાં તેમાંથી કેટલીક મુંડી તો આપણને મળી શકે. આ સંબંધમાં બંગાળના જમીનદારો ઉપર ખાસ જવાબદારી રહે છે. તે માત્ર એટલા માટે નહિ કે તે પ્રાન્ત સ્વદેશી હીલચાલની બહુ જોસથી હિમાયત કરે છે; પરંતુ બંગાળમાં કાયમ જમાબંધીની રીત હોવાથી તેમની પાસે પુંજી વધારે છે, જ્યારે દેશના બીજા પ્રાન્તોમાં તે સરકારના ખજાનામાં જઇ પડે છે. જો પૂરતી મુંડી મળી આવતી હોય તો મિ૦ બેજનજી દેશભક્તિથી પ્રેરાઇને પોતાની ભારે કાબેલિયત અને માહિતગારીનો લાભ આ સાહસ ઉપાડવામાં આપણને આપશે તેની મને ખાત્રી છે. છતાં આપણે એ કબૂલ કરવું પડશે કે કાપડ, સુતરની મીલના ઉદ્યોગમાં લોકો બરાબર ચોકસાઇ કરીનેજ મુંડી રોકશે, પરંતુ હાથની શાળોનો

ઉદ્યોગ વધારે અને સત્વર લાભ કરી શકે તેમ છે. દેશમાં હાથની શાળોના ઉદ્યોગનો પુનરુદ્ધાર થવાની મિ૦ વિઠ્ઠલદાસ આશા રાખે છે. હું અત્રે તેમના લેખમાંથી તે સંબંધીનો એક ઉતારો ટાંકીશ. ગામડાના આ ઉદ્યોગથી વણુકર વર્ગની મોટી સંખ્યાને આજીવિકા મળે છે એટલુંજ નથી, પણ દેશના મુખ્ય આધાર-રૂપ ખેડુતોની કમાઇમાં પણ તે ઉમેરો કરે છે. ખેતરમાં કામ ન હોય તે સમયે અથવા અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિના સમયમાં જ્યારે કાંઇ ખેતી કરવાની હોય નહિ ત્યારે ખેડુતો હાથની શાળો ઉપર કામ કરે છે. તેઓ આ કામમાં જે સાધનો વાપરે છે તેમાં બસો વર્ષથી તો કાંઇ સુધારો થયો નથી. કલકત્તાના કળાભવનના મુખ્ય અધ્યાપક મિ૦ હૅવેલ, મદ્રાસના કળાભવનના મુખ્ય અધ્યાપક મિ૦ ચૅટર્ટન અને બૅંગલોરવાળા મિ૦ ચર્ચીલ અને બીજા કેટલાક ગૃહસ્થો હાથની શાળ ઉપર કામ કરતા વણુકરોને લાભ થાય તેવાં સુધરેલાં સાધનો તૈયાર કરવાના કાર્યમાં બહુ રસ લે છે, અને જબરી સેવા બજાવે છે. મિ૦ હૅવેલ કહે છે કે હાથની શાળના વણુકરો તાણી બનાવવામાં બેથી વધારે તાર લઇ શકતા નથી. તેમાં જો જરાક યાંત્રિક રચના વાપરી હોય તો ૫૦ થી ૧૦૦ તાર સાથે લાગા લઇ શકાય. નવામાં નવી બનાવટની યુરોપીય હાથની શાળ મિસર દેશમાં તથા યુરોપના ઘણા ભાગોમાં વાપરવામાં આવે છે અને યાંત્રિક શાળો સાથે હરિફાઇ કરવામાં ફ-તેહમંદ થઇ છે. તેના ઉપર એક દિવસમાં વધારેમાં વધારે સાધારણ જાતનું કાપડ ૬૮ વાર નીકળે છે. મિ૦ હૅવેલની ખાત્રી થઇ છે કે

હિંદુસ્તાનમાં આયાત કરવામાં આવતા કાપડનો મ્હોટો ભાગ દેશમાંજ હાથની શાળોથી બની શકે તેમ છે અને તેથી આખ પ્રજાને લાભ થાય તેમ છે. હાથવણાટના ઉદ્યોગનો વેપારને હરિફાઇમાં ટકી શકે તેવા પાયા ઉપર સત્વર પુનરુદ્ધાર કરવા તરફ હિંદુસ્તાનના દરેક શુભેચ્છકનું સમગ્ર ધ્યાન ખેંચાવું જોઇએ આ દિશામાં જે પ્રયાસ કરવામાં આવે તે સફળ થવાની ખાતરી છે આ પ્રમાણે સ્થિતિ આશા અને ઉમંગ ઉપજાવે તેવી છે. માત્ર આપણે એ ભૂલવું જોઇએ નહિ કે આંપણા માર્ગમાં જે મુસ્કેલીએ છે તે તરી પાર ઉતરવામાં જેટલા તરફથી મદદ મળી શકે-સરકાર સુદ્ધાન્ત-તેમના સહકારની જરૂર છે.

---

મી૦ રતનલાલ આત્મારામ શાહે, ધી "હીંદુસ્થાન" પ્રેસ, નાં. ૧૨-૧૬ બેંક સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું અને
મી૦ શંકરલાલ ઘેલાભાઇ બેંકરે, કૃષ્ણ બીલડીંગ, કોટ, મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું છે.